શ્રી વિનય.

# મનુ—મણી નાટકનાં ગાયનો.

## શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

આવૃત્તિ ૧ પહેલી.

પ્રત ૨૦૦૦.



અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
દેવીદાસ છગનલાલ પંડીએ છાપ્યાં.
ઠે. સલાપોસના દરવાજે.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

કીંમત ૦-૨-૦ ( બે આના. )

શ્રી વિનય

# મનુ-મણી નાટકનો ટુંક સાર.

---

## અંક પહેલો.

---

મંગલાચરણ.

**પ્રવેશ ૧ લો**—કિર્તિપુરીના મહારાજા કીર્તિસીંહનું તથા તેમના ભાણેજ ચંદ્રસીંહનું શીકારે નીકળવું. બાગમાં છુટા પડવું, ચંદ્રસીંહનું જંગલમાં આવી ચડવું મુગટનું મળવું, કીર્તિસીંહનો પાછો મેળાપ, મુગટનું અર્પણ કરવું, ધડાકા સાથે વનદેવીનો દેખાવ. મણી કન્યાનું ઉત્પન્ન થવું, સોંપવું, રાજા તથા મણી કન્યાનું જવું, ચંદ્રસીંહ વિમાસણમાં, ચંદ્રસીંહ તથા તેના મિત્ર દુર્જનસીંહના હવાઈ વિચારો.

**પ્રવેશ ૨ જો**—રાજ્ય ઝવેરી રતનચંદ તથા તેની સ્ત્રી ધનકોર શેઠાણી, કંજુસની કહાણી, ભીખારીની માગણી અને ધમાધમ.

**પ્રવેશ ૩ જો**—રાજ્ય ગણીકા મદનીકાની આજ્ઞાથી મનુભાને બોલાવવા નીકળેલી મદનીકાની દાશી પરાધીનપણા વીશે વીચારો, મનુભાથી મેળાપ, મનાવી પ્રેમ પાન કરાવવા લઇ જવું.

પ્રવેશ ૪ થો—મદનીકા, પ્રીતમને મળવાના તાનમાં, દાસી મારફતે મનુભાનો પ્રવેશ, કપટથી વચન લેઇ છતા થવું, પ્રેમ માગણી, વાદવીવાદ, મનુભાનો તીરસ્કાર, ચાલ્યા જવું.

પ્રવેશ ૫ મો—બાગમાં મણી કન્યા તથા સાહેલીઓ, ગમ્મત, ગરબો, મનુભાનું આવવું, નીદ્રા, સ્વપ્નાવસ્થા, વિચારો, સાહેલીઓની ગમ્મત.

પ્રવેશ ૬ ઠો—રતનચંદ ઝવેરીના દીકરા ફક્કડલાલ, તથા તેની વહુ પાનકોર, કજોડાની કહાણી, ધનકોરનું પાનકોરને પરાણે કથામાં લઇ જવું.

પ્રવેશ ૭ મો—ચંદ્રસીંહ તથા દુર્જનસીંહના રાજ્ય, રમણી, અને તાજ, બાબતના હવાઇ વિચારો, રાજ્ય ગુણીકા મદનીકાની મંડપમાં જતી સ્વારી, મનુભા, મણી કન્યાનો મેળાપ, હાસ્ય વિનોદ, અને વિદાયગીરી.

પ્રવેશ ૮ મો—મંડીલની હરીફાઇનો દરબાર, શસ્ત્રવિદ્યા, ચંદ્રસિંહનું પરાક્રમ, છેવટમાં મનુભાની જીત, મનુભાનું ચંદ્રસીંહથી ઘાયલ થઇ ચાલ્યા જવું.

ટેબ્લો.

---

# અંક બીજો.

---

પ્રવેશ ૧ લો—સાધુરાજ અને શીષ્યો ભજન. મનુભા તથા વિજયસીંહ જંગલમાં, સાધુરાજથી મેળાપ, તથા દવા માટે સાધુરાજનાજ આશ્રયમાં રહેવું.

પ્રવેશ ૨ જો—ગુરૂજી, કથા, ભજનની ગરબા ગવરાવરાવી સર્વને વિદાય કરવાં, પાનકોરની મીઠી લઘુતા.

પ્રવેશ ૩ જો—મંડીલ જીતનાર ચાલ્યો જવાથી કીર્તિ લગીરીમાં, ચંદ્રસીંહથી મેળાપ, ચંદ્રસીંહનું રાજાની આજ્ઞાથી જીતનારની શોધમાં જવું મદનીકાથી મેળાપ, વાદવીવાદ, છેવટે ચંદ્રસીંહનું મદનીકાના પ્રેમમાં ફસાવું.

પ્રવેશ ૪ થો—વિરહ વ્યાકુળ મણી કન્યા, આશ્વાસન, ચંદ્રસીંહથી મેળાપ, પ્રેમની માગણી, વાદવીવાદ, મણીકન્યાનો તીરસ્કાર.

પ્રવેશ ૫ મો—ઝવેરી રતનચંદને ત્યાં ગુરૂજીનું જમવા આવવું, પાનકોરને પલાળવા યત્ન, પાનકોરનો તીરસ્કાર. શેઠને ભરમાવી, પાનકોરને ફસાવી, પીએર વિદાય કરાવવી, ગુરૂજીનું કામ વાસનાથી પાછળ પાછળ જવું.

પ્રવેશ ૬ ઠો—ગુરૂજીનું આશ્રમમાં આવવું, ગામ જવાની ધમાલ, શીષ્યોને આજ્ઞા, ગમ્મત

પ્રવેશ ૭ મો—જંગલમાં પાનકોર તથા ગુરૂજી વાદવિવાદ, પાનકોરનો તીરસ્કાર, સીદ્ધાઇના જોરથી પાનકોરને મુર્છા પમાડી ગુરૂજીનું પાનકોરને કોથળામાં ઘાલી વિદાય થવું.

પ્રવેશ ૮ મો—મનુભાની શોધમાં મણી કન્યા, મનુભાથી મેળાપ, વિરહ, મણી કન્યાંનુ પર્વતપરથી નદીમાં પડવું.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—ગુરૂજીનો, કોથળા સાથે અજાણતાં પાનકોરના પીએરમાંજ ઉતારો,: કોથળામાં પાનકોરને બદલે હડકાયા ડાધીઆને પુરવો.
કોથળો લઇ ગુરૂજીનું જવું.

પ્રવેશ ૨ જો—મનુભ. તથા મણી કન્યાનો જંગલમાં ફરી મેળાપ, ખુલાસો, બંનેનુ કીર્તિપુરી તરફ વિદાય થવું.

પ્રવેશ ૩ જો—મદનીકા અને ચંદ્રસીંહ, ગમ્મત, રાજાને ઠાર કરવા યુક્તિ રચવી, મનુ તથા મણી કન્યાનું છુપા આવવું, રાજાનું આવવું, રાજાને પ્રેમઘેલો બનાવી દારૂમાં ઝેર આપવાની તૈયારી, મનુભાનું બ્હાર પડવું, પોગળનું પકડાવુ, મદનીકા તથા ચંદ્રસીંહને કેદ કરી દરબારમાં લેવાં.

પ્રવેશ ૪ થો—ગુરૂજી તથા પાનકોર વાળો કોથળો, કોથળા સાથે ગુરૂજીના પ્રેમનાં ફાકાં, કોથળામાંથી ડાધીઆનું નીકળવું, લટકાજીનો લટકાળો, ગુરૂની ફજેતી, પસ્તાવો.

પ્રવેશ ૫ મો—દરબાર, મનુભા રાજા કીર્તિસીંહનોજ પુત્ર છે એમ જાહેરથવું, વિસ્મયતા, કેદીઓનો ન્યાય, તેમને માફી, મનુ તથા મણી કન્યાનો કીર્તિસીંહના હાથે હસ્તમેળાપ, છેવટનો આનંદ.

---

## શ્રી વિનય.

# મનુ-મણી નાટકનાં પાત્રો.



### પુરૂષ વર્ગ.

કિર્તિસીંહ............કિર્તિપુરીનો માહારાજા.
ચંદ્રસીંહ..............કિર્તિસીંહનો ભાણેજ.
મનુભા................નાટકનો નાયક—(પાછળથી) કીર્તિસીંહ
પુત્ર.
દુર્જનસિંહ............સામન્ત, ચંદ્રસીંહનો સાબતી.
વિજયસિંહ...........સામન્ત, મનુભાનો મિત્ર.
રતનચંદ...............રાજ્યનો મોટો ઝવેરી.
કુક્કડલાલ..............રતનચંદનો પુત્ર.
ગુરૂજી–સાધુરાજ–શીષ્યો–સીપાઇઓ–ભીખારી

### સ્ત્રી વર્ગ.

મદનીકા...............રાજપગણીકા, કિર્તિ રાણી.
મણીકન્યા.......... નાટકની નાયકા, ...ી ઉત્પન્ન
કરેલી કન્યા.
ધનકોર...............રતનચંદની
પાનકોર...............કુક્કડલાલ
સાહેલીઓ–દાસીઓ–બીજી વગેરે.

શ્રી પાર્શ્વનાથાય નમઃ
શ્રી વિનય.

# મનુ-મણી નાટકનાં ગાયનો.

---

## અંક પહેલો.

### મંગલા ચરણ.

બાળાઓ—

હરનિશ મમ ત્રાતા શીવ તું (૨)
મોહ ત્યાગી દીન રાગી (૨),
હર ચરણ તન મન અરપણ–હરનિશ૦–
જનમ મરણ ટાળી નાથ
ઝટકર દુઃખથી દુર તું
તું અનાથનો છું સાથ (૨)
તવ વિનય નમન આ મનધર–હરનિશ૦–

બાળાઓ—

આપો તેવું લેશો ભરી હરીની એ નિતિ રીતિ
હરીની એ નિતિ રીતિ જાણે નર જેણે વીતી –આપો૦–
જાણો છતાંય મોહ નવ મુકાયરે –આપો૦–

ચંદ્ર રવિ તારા અને વૃક્ષ નદી ને મેહ;
પરમારથ કારણ સરજ્યાં મોંઘી માનવ દેહ
કહી " જીવ ચેત " સન્ત જીભ સુકાયરે —આપો૦—

ચંદ્રસિંહ— ૧

બસ રાનમાં ગાનમાં તાનમાં ધ્યાનમાં
મને મૃગયાનું ભાન—લાગ્યું તાન —બસ૦—
જાય અરે શું જાય પેલું લાંબી લાંબી ફાળે ( ૨ )
મૃગલું મધુરૂં અહા ખરે ખર હા ( ૨ ) બસ૦—
ન જાણે એ જોર મ્હારૂં દોડતું તેથી બિચારૂં ( ૨ )
જશે ક્યાં એ વારૂ ? બસ ગયું અરે હા બસ૦—

ચંદ્રસિંહ— ૨

કરૂં હવે અમન ચમન, મેળવી એ નાર
મન હરણી માનુની, બનાવું તાબેદાર
સુંદરીનો સુખકર, કર કર ધરૂં
ધજા ઉડાવી ગગનમાં, વિજય વિજય કરૂં —કરૂં—
રામા સાથ રાજ્યપાટ, પહેલામાં મળ્યું
રામા રાજ્ય સુખ સાજ, ભાગ્યતો ફળ્યું.
મગન મગન લગન લગન અમન ચમન ખરૂં
ધજા ઉડાવી ગગનમાં, વિજય વિજય કરૂં—

રત્નચંદ— ૩

અટંપટં કંઈ કંઈને સમજાવી ભાઈ પૈસો પેદા કર્યો
કામનો—અટંપટં
માતા પિતા સુત બંધુને બેનડી વ્હેવાર વસુ વિણુ ના-
મનો-બસબસ૦-અટં૦
માન ને ખાનપાન પૈસાથી થાય છે મોટો વેપાર જ
દામનો—બસબસ૦—
પૈસાની પ્રીતડી સંસાર રીતડી પૈસો પ્રભુ આપ્યાં
હો૦ બસબસ૦—

ધનકોર-રતનચંદ-માગણ— ૪

કંજુસ કેરી કમાણીરે આખર ધૂળ ધાણી
છાની રહે બેશ બેશ ફેરવે શું પૈસાપર પાણી-કંજુસ૦-
ભલે શરીરની ચમડી તૂટે,
પણ હાથેથી ન દમડી છૂટે
સાચી જગે તે કહાણીરે—આખર—કંજુસ૦—
પળી પળી ભલે સીંચે કુપણ પણ
રામ ઉઠાવે મારો કુપ્પો
રાજા લુંટે ઘર આગે બાળે
કાંતો તસ્કર લે દઇ ઝુંપો

પરંતુ પાજીની પુંજી ટકે ના
વેદ વદે એમ વાણીરે—આખર૦—કંજુસ૦—
આવ્યા બાંધી મુઠી જાવું ઉઘાડે હાથ
હાથે કર્યું સાથે બીજુ ન કોઇ સાથ
ચુપ ચુપ ડાહ્યલા, નીકળ અહીંથી બ્હાર
નીકર ખાઈશ માર, કોઇ કરે ન વ્હાર
ગો બેલી કિરતાર વાત જાણીરે-આખર-કંજુસ૦-

ઠાસી— ૫

છે નોકરી દુઃખનું મૂળ શૂળ સૌને મોટી
હાય હાયરે શૂળ સૌને મોટી (૨) છે૦ –
સારો દીવસ સેવા બજાવી, પોઢવું આખર થાકી
રાત વીતી ન માલુમ પડે કે ઝટ નોકરી જાગી-શૂળ-છે૦-
આમ દોડાવે તેમ દોડાવે, કરાવે સર્વે વેઠ
ધિક્ક જગતમાં જીવતર તેનું (૨) ભરે આશરે પેટ-
શૂળ—છે૦—
પંડીત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી
ગુલામગીરી છે ફકટ નોકરી (૨) નહીં કરવી તે સારી
શૂળ—છે૦—

મનુભા— ૬

દુ:ખીઓ આ દુનીઆમાંરે હું અહીંથી તહીં અથડાઉં
ચઢતી પડતી દશા ચક્કરે ચઢતાં ગોથાં ખાઉં
કોણ કુટુંબે જન્મ થયો ?
બાળ કાળ શી રીતે ગયો ?
ઉંચો ચઢી ભવસાગર મોજે નીચો પડી પછડાઉં-દુ:ખીઓ
વિરંગી રંગો રમીઓ બહુ
જંગલ જંગલ ભમીઓ સહુ
ખમતો દુ:ખ સુખ સર્વ તરેહનાં અજબ સ્થીતિ
દુ:ખીઓ.

( ખરેખર કહ્યું છે કે )
સુખ આવ્યું તો ભોગવો દુ:ખ આવ્યું તો તેમ
સુખ દુ:ખ બે ફેરા ફરે ચક્ર ફરે છે જેમ
( માટે )
સુખ ઉપભોગો ભોગવવા
દુ:ખના દહાડા પણ સ્હેવા
ધાર્યું ધરણીધરનું થાતું માની મન ન મુંઝાવું-દુ:ખીઓ૦

દાસી-મનુભા— ૭

પ્રેમી પ્રેમની પ્યાલી પ્રેમમાં મ્હાલી
હશી હશી પીવરાવો
રસિલા ઓ તલસાવો ના-પ્રેમી૦-

પ્રેમ વારીનો ઘુંટડો, પ્રીતે પીતા કોક
પીએ તે મુકે નહીં, કહે ગમે તે લોક-પ્રેમી૦-
પ્રેમ હેમ આ વિશ્વમાં, હેમ થકી મુલવાન
હીમ સમ હૈયાને કરે, શીતળતાનું ભાન-પ્રેમી૦-

મદનીકા મનુભા— ૮

વડો વડાઈ ના કરે, તું માને મશગુલ,
હીરો મુખથી ના કહે, લાખ અમારૂં મૂલ
ઝવેરી પાસે ના કરે, હીરો મુલ કબૂલ
અનઘડ પાસે ના કહે, તો હીરાની ભૂલ—
નાદાન બહુ માન ન માગતું
ન જાણુતો રાજા તુને બચાવશે
રાણી પાસે રાજા ગુલામ— નાદાન૦-
માનીજા અભિમાન મુકી, મન મહીં શું રીસ છે ?
રીસ શાની ધુતારી, મુક લવારી તારી— નાદાન૦-
(ઠીક છે ઠીક જોઈ લઈશ) (જોવાનું હજુ બાકી હશે ? )
ફાવે તે કરતું ભલે બેલી મ્હારો ઈશ છે
ઇશ જોઉં છું ત્હારો કરે છે શું બિચારો ?-નાદાન૦-

મણી— ૯

લટકેને મટકેરે લાલ તદ્દ: લોભાણી લટકે
પ્રેમ તણા ખટકેરે—

અંતર ઉંચુ નીચું થઈ થઇને અટકે
ચાતુરને ચટકેરે—
પ્રીતમ બાંધી પ્રેમ તણા પટકે— લટકે૦—
અહાહા અહાહા અહોહો અહોહો
કોઇ માગે સોનું બાઇ કોઈને તો હીરા
કોઈ માગે લુગડાં ને કોઇને દાગીના
( મારૂ મન ) ભ્રમરથી ભટકેરે
લાગ્યું પ્રેમ સાકરના કટકેરે
સાકરને કટકે સુધારસ ઘટકે
ભટકે ને અટકેરે
અહાહા અહાહા અહોહો અહોહો— લટકે૦

મણી-સખીઓ.—ગરબો. ૧૦

ચોકના તે સાહ્યબાને સજની નિહાળો
કેવો રસીયો એ રજની સંગાથરે રંગે મ્હાલે છે
શાંતિ સુધારસ સિંચતો સલુણો
બાળે બાળાને માઝમ રાતરે અંતર સાલે છે—
ચંદ્ર વસ્યો આકાશમાં, પોયણુ જળની માંહ્ય
પ્રેમ મંત્ર પોતે જપી, લળી લળી લાગે પાય
ભુલી દેહનું ભાન, પ્રીત પાનમાંરે
વ્હાલમ શીદને નમેરા તમે થયા જો

પ્રીત પંખીણી પ્રેમ મેદાનમાંરે
વીંધી ચાલ્યા વ્હાલમ હું બાણુમાંરે—વ્હાલમ૦
જ્ઞાન ધ્યાન વિસરી સખી, ખાન પાન અભીરામ
હરતાં ફરતાં એકલાં ભાળું સુંદર શ્યામ
રઢ લાગી રસીક રઢ લાગી
પ્રીત વચનની વાંસળી વાગી—રસીક૦-
મારા ભવની તે ભાવટ ભાગી
ી સ્વપ્નામાં મળીયા સુહાગી-
.મેં પંથ ન્યારો અતી, વ્હાલમ તણો વિરામ
પાર પલકમાં પામવા, અવિનાશી દે હામ
પરવશ પર્યાં અમે પ્રીતી કરીને
બ્હેની નગુણા નણદલ વીર
આંગણીએ આવો તમેરે હે વનમાળી
ખ્યાં ઝળ્યાં અમે બોલતાં
પણ વારી શ્યામ શરીર—આંગણીએ૦-

મણી-સખીઓ— ૧૨

પ્રીતી પાશ પડેલી ઓ બ્હેન જાજા રીસાય શું.
મીઠી આશે જડેલી ઓ બ્હેન જાજા રીસાય શું.
કોની લટકાળી ભાળી આંખો રૂપાળી ?
આલી કોણ મળ્યો વનમાળી ?
બહુ બોલના-

નારે ના બા
હુટ દુર શી જરૂર—વાહ
જાજારે જાજા રીસાયશું—પ્રીતી૦—

ફુક્કડલાલ— ૧૨

બન્યા આ ફુકકડ બંદા (૨)
કંઇ કંઈ કરીને ધંધા (૨)
પંકાયા જગમાં ખંધા (૨)
ફુક્કડ છું, અક્કડ છું, વક્કર છું બેઠો ખોઇ-બન્યા
હસું કે રડું, રડાવું કે નડું
હાહા એ વાહ વાહ એ ફુક્કડના છે એ ફંદા-બન્યા૦-

પાનકોર-ફુક્કડ— ૧૩

મુંગી મરમર કર હઠના હઠીલી કજાત
કર હઠના હઠીલી કજાત જાણી તું ત્હારી વાત
મારૂં ધુતારી લાત, જેવી જાત તેવી ભાત-મુંગી૦-
હાજી હાજી કરૂં, ત્હોયે સતાવો
બાળા અનાથ ઝાલીને હાથ
સાથે ન્હયો નાથ, કરે કોણ ત્હારો સાથ-મુંગી૦-

પાનકોર— ૧૪

વરસાદ અને વહુઓને છે જગમાં મરવાનું મરવાનું
થોડા પડે તો કે' થોડો પડે છે

ઘણો પડે કહે છે ઘણો નડે છે
કામ કરી કરી થાકી જતાં પણ સાસુ નણંદથી ડરવાનુ
ડરવાનું–વરસાદ–
બોલીએ નહીં કે' મુગી ડસે છે
બોલીએ તો કહે કેવી ભસે છે
હાજીહા હાજીહા સઉને કરતાં ટપલા ખાઈ પેટ ભરવા
નું ભરવાનું–વરસાદ–
સાસુનાં દીકરાં વહુનાં કલેડાં
વઢ ત્હોયે કર્મે જડેલાં
નાનાં અને મોટાં સઉકોનું કાને ભુલી ભુલી કહી ધર-
વાનું ધરવાનું–વરસાદ૦–

મેનુ–મણી— ૧૫

રસીલા રસીલા સ્વીકારો મારો ન મોહન માર
હાં આવો આવો, દીલ દબાવો, નાહીં જાઓ,
હ્યો લેવરાવો પ્રીતીનો બ્હાર— રસીલા૦–
જાઓ જાઓ બોલો શું ?
રાખો કંઈ ભાન રાખો કંઈ સાન
રામા ઘટે ન આવું, ભામા ઘટે ન આવું
જીતીને આવ્યા સુધી, મનને મનાવી લઇ
કરો ન પ્યાર—ખોટો વ્હેવાર— રસીલા૦—
મધ લોભી મધુકર કદી

મુકે ન મધુ આવાસ
પ્રાણથી મધ પ્યારૂં ગણે
પુર પ્રીતીનો પાસ
રંગીલા છબીલા છોગાળા સીધાવો જીતશો
ઇચ્છતી અબળા આવાર— રસીલા૦—

મનુ-મણી— ૧૬

મનહરણી આ મન હરી લીધું તેં આજ
વ્હેલા આવજો હો
લટકે લોભાતાં લોપી લલનાએ લાજ—વ્હેલા૦
ભામા ભાને ભુલાવ્યું ભુલો ભમું તુજ કાજ—વ્હેલા૦—
રસીયા રસીક તમે છો રંગ ભીના મ્હારાજ—વ્હેલા૦—
ચતુરા ચીતડું ચોરી રમી રહી ચિતમાંજ—વ્હેલા—
જીવન ખમા ખમા છે ઘણું જીવો શીરતાજ—વ્હેલા૦—

દરબાર—ડેન્સ—ટૅબ્લો.

અંક પ્હેલો સમાપ્ત.



# અંક બીજો.

સાધુઓ— ૧૭

જાગીને (૨) તું જીવડા દેખરે શું અચળ છે જગમાં
પૃથ્વી અચળના, પ્હાડ અચળના, અચળ ન સાગર નીર
તેમજ છે ઘરબાર, રૂપાળી નાર, પુત્ર પરીવાર
મુરખ મન ધરરરરરરરરર— જાગીને૦—
સ્વામી અચળના, ભોગ અચળના, અચળ ન તારૂં-શરીર-
ફોરો રહ્યો શું ધીર, સમજ નર વીર, કાળનું તીર
વાગશે સરરરરરરરરર—જાગીને૦—

ગુરૂ— ૧૮

માળા ઓ બાપ મ્હારી માળા
ત્હારા વિના અમે ઠાલા, ત્હારા સઘળા છે ચાળા
ત્હારા થકીજ રૂપાળા—માળા—
પડતાં મણુકોજ એક, બુદ્ધિ સુઝે અનેક
રાખે જ્યાં ત્યાં તું ટેક, મોંઢે રાખી વીવેક—માળા—
બની ભગત હું થયો ન્હાલ ન્યાલ.
નામે નારાયણ મોટો દીધો માલ
ત્હારા વડે છે આ ધંધાને સમાલ
ન્હાંચી ધીર ધારે ઠેઠ, થઇ શેઠનો હું શેઠ
પુરે પેશે ભરૂં પેટ—માળા—

મહનીકા—ચંદ્રસિંહ— ૧૯

રંગીલા રસીલા છબીલા મોરે રસીયા
મનમાં વશીયા મ્હારારે— હોજી૦—

જીવ જુદાઈ હવે ન ગણુશો
પ્રીત વિનાનું બીજું ન જાણુશો
અમન ચમન ઉડાવો મોરે રસીયા— મનમાં૦—

વાહ મધુરી પ્યારી મળી છું
રૂડી રતી ગુલાબ કળી છું
થનક થનક ઠુમ ચાલો મોરે રસીયા— રંનમાં૦—

મણી— ૨૦

ઉર હર્ષ ના સમાતો તમ નામ જીભથી લેતાં
તમ નામ જીભથી લેતાં, આનંદ અતિ વ્હેતાં—ઉર૦—
આવો ના સતાવો,
રસીલા નાથ નમેરા— ઉર હર્ષ૦—
કમળ વસે કાસારમાં, ચંદ્ર ચઢયો આકાશ
અંતર બે વચ્ચે છતાં, સદા હૃદયમાં પાસ—ઉર હર્ષ૦—

મણી— ૨૧

સજની બોલના, જાણે વ્હાલા (૨)

શીખ બહુ આપે, શું અજાણતું— સજની.—
વંઝયા કેમ કહી શકે, પ્રસવ વેદના પીડ ?
લખપતી જાણે નહીં કદી, શું નાણાની ભીડ ?–સજની.
ખાખરની ખીસકોલીને, શું સાકરનું ભાન ?
અંધાને શું આરશી, બ્હેરાને શું ગાન ?–સજની.—

મણી— ૨૨

હું આ રહીરે, પિયુ આવો આવો પ્યારા—
મોહન વેલી, પ્રીતમ મ્હેલી, જાશો જીવનહારારે ? હુ—
અમૃતનો આ કુપ છે, કરો પ્રીતમ અમપાન
વિરહ ઉનાળે વ્હાલમા! સુકાશો ક્યો ધ્યાન— હુ.—
દેવાંશી પ્રીત મીઠડી, મોહન ! મધુરી નાર.
ફરી ફરી મળતાં નથી, ભાગ્ય વિના ભરથાર— હું—

ચંદ્ર—મણી— ૨૩

મધુરી માન મન મીઠડી મીલાવતું
મધુરી માન મનથી હું તનથી ના ભણુતી
સબળ થઈ અબળા ન સતાવ તું
અબળ છતાં લવલેશ તને હું ના ગણુતી
રસીલી ચાખ રસ કરી મન લાવતું—મધુરી૦—

ચાંદો સુરજ જોડ છે, નરનારીની જોડ
સારસનુ જો જોડલું, જયાં ત્યાં જોડા જોડ
જોડ વિના શું વિશ્વમાં, જોડ પુરે છે કો'ડ
ચંદ્ર મણીનું જોડલું
................મુકતું માથા ફોડ
નફ્ટ ફ્ટજા ઝટપટ દુર તું
દુર તું નીચ દુર નહિ અહિં આવતું
ભાવિ ભુલાવે ભાન—મધુરી૦—

ગુરૂજી— ૨૪

ચુક્તી કરતાં, મારી મરતાં લેવી કબજે હરતાં ફરતાં
મનહર પ્યારી, કરૂ હું મ્હારી, મનડું ઠારી ઠરતાં
ઉડાવું મોજો અધધધધ
જગ જન સહુ જોજો અહહહહ—ચુક્તી૦—
કારજ સરતાં, જરી ન ડરતાં,
પ્રેમી સાગર તરતાં તરતાં
હાલી ચાલી, રંગે મ્હાલી, હીંમત ઠાલી ધરતાં
ઉડાવું મોજો અહહહહ
જગ જન સહુ જોજો અધધધધ—ચુક્તી૦—

પાનકોર— ૨૫

સાચા સ્નેહી વિના, દુઃખ ક્યાં ઉચારૂં ?

શાંતિ નહીં અંતરમાં ધારૂં—સાચા૦—
વાંડ વિના આ વેલી નોધારી
એળે જાગે જીવતર મારૂં—સાચા૦
મધ્ય દરીયે જીવ મચ્છ અમુઝાયે
હરી તું ઉઘાડે દયા બારૂ—સાચા૦—

ચુરૂ-પાનકોર— ૨૬

૨ર દુર જા ધુતારા દુર મગદુર શું ?
સુ સતાવી કામિનીને શું બતાવે શુર તું ?
હું ક્યાં સતાવું, બોલ ન આવું
ધીમી જરા પડ પ્રાણ
બોલ ત્હારા લાગે મ્હને બાણ
મીઠી મીઠી આ વાણ, અહા ! જીગ્યું પરમાણ
કાળ આવ્યો છે જાણ
અરે જા જા જા
પ્રિય ના ના ના
( માન મ્હારૂં, જાન ત્હારૂં, ઝટપટ ઠેકાણે લાવ )
જા જા નફ્ટ પુર ફુર તું—દુર દુર૦—

મણી— ૨૭

મમ નાથ નમેરા થયા
સકળ આ સુનો છે સંસાર જીવીને શું કરવું—મમ૦—

જોયું જગતમાં જોઈને, નાના થવામાં સુખ છે
મોટા થયા ખોટા થયા મોટા થયા ત્યાં દુ:ખ છે
આકાશમાં તારા જુવો સુખે ચળકતા જાય છે
મોટા થયા ચાંદો સુરજતો, રાહુથી ઘેરાય છે.
હીન રહવાના આ રહ્યા
અકળ આ પ્રીતીનો વ્હેવાર— જીવીને૦—

મણી— ૨૮

મુજ અબળાની સરજી મરજીજી
તું સુણજે ત્રીકમજી અરજી
વ્હાલા વ્હેરી જગત ઉલટતાં
તુંજ રહ્યા છું હરજીજી—મુજ૦—
ઘર ત્યાગી વનમાં ગઈ, વનમાં લાગી લ્હાલ
માર મરેલીને પ્રભુ, દુ:ખીઆરી એ ચાલ—મુજ—
પ્રેમ અને સુખ વિશ્વમાં બે સાથે મુશ્કેલ
જગરાયા માયા જુદી, અજબ તહારો ખેલ—મુજ૦—

અંક બીજો સમાપ્ત.

# અંક ૩ જો.

બધા— ૨૯

ભલે આવ્યા ગુરૂ મ્હારાજ, દુઃખડાંને હરીયાં
સૌ સફળ થયાં અમકાજ ચીતડાં આ ઠરીયાં
તમ ચરણ શરણથી નાથ પાપો સૌ જાયે
ભવ જનમ મરણના ત્રાસથી પણ છુટાયે
ધન્ય ઘડી ધન્ય આજ આજ તણો દહાડો
પ્રભુ પધારીયા શીરતાજ ભત્ર બાવટ કહાડો ભલે૦—

મણી— ૩૦

વ્હાલીડા યૌવન લ્હાવા લ્યોને,
છોગાળા સંગમ સુખડાં દ્યોને
કાય તણો મ્હેં આ મંડપ રચ્યો રસીલા
હવે આવો ને કરવા ઉપભોગરે— વ્હાલીડા—
મોટું બંધન પ્રેમનું, પ્રિતમ ચતુર સુજાણ
ભ્રમર વાંસને છેદતો, પંકજને દે પ્રાણ વ્હાલીડા.—

મનુ—મણી— ૩૧

ચાલો ( ૩ ) અલબેલા, મનડે માનેલા, ઓ છેલા,
આનંદ રંગ રેલીએ ચાલો—
મોહન વેલી મેળ્યે ભાગ્ય શાળી

વેલી ઝળેલીના છો વનમાળી
પ્રીતમ પ્રીતીનું પાન–
જી હાં હાં
કરો કરાવી સુજાણ–
જી હાં હાં– ચાલો–

છોકરીઓ– ૩૨

જાઓ બોલો ના બોલાવો ના શરમાવશોરે
નવ નવ રમણી સંગ રમીને
કમળ કમળ પર ભ્રમર ભમીને
રમતા ભમતા મમ મંદીરના આવશોરે૦–જાઓ૦–
કંઇ બોલી કંઇ નાથ ! કરીને
કંઇ તરછોડી હૃદય ધરીને
ખોટો ડોળ કરીને નહી લોભાવશોરે–જાઓ૦–

છોકરીઓ– ૩૩

લુંટો જોબનઆની બ્હાર, રાણા શાણા સરદાર
સકળ જગતનો સાર, મીઠી ભામનીઓનો પ્યાર
જ્યાં કહો ત્યાં તૈયાર, મનના મોહન હૈયા હાર લુંટો૦–
તન મન વશ કરનાર પ્યારા, કમળ નયનને માર
ન્હાતાં વારંવાર જીવન જીવના શણગાર લુંટો૦–

ગુરૂજી— ૩૪

લટકાળી લટકાળી લટકારીરે નીકળો
ધીમે ધીમે એ લટકાળી.
ખાવા પીવાનું ઘણું ઘરેણું
સાસુ નણંદનાં છે નહીં મ્હેણું
અહાહાહા આહોહોહો
હશી હશીને લઇશું તાળીરે—નીકળો૦—
પ્રીતેથી પોઢો પ્યારી પલંગે
આવો રસીલો તમારી સંગે
અહાહાહા અહોહોહો
તમ જેવી રૂપાળી ન ભાળીરે—નીકળો૦—

સૌ કન્યા તથા સર્વે— ૩૫

ઉમંગ અંગે અંગ છે ધન્ય દીન આજે
પ્રભુ મ્હારા ગિરિધારા ધારા ગુણ ત્હારા, ગાઉં પ્યારા.
શીવસ્વામીને, અક્ષરધામીને, સુખપામીને, શીષ નામીને
પ્રિયતમ સાથે, મેળવી નાથે! નમું સંગાથે—
જય—જય—જય—

સત્યને તું ધારજે, મોતીએ વધાવજે,

અસત્યને ડુબાવજે, પાપીને ફસાવજે—
સત્યની બાંહ્ય તું, સત્યને સ્હાય તું, સત્યને સ્હાય તું
હે દેવા
તારક તું, સંહારક તું, ઉપકારક તું, ચીત્ત ઠારક તું,
ઉમંગ—



# જાહેર ખબર.

—(૦)—

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક કંપની લીમીટેડનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા નાટપેડ કાગળ લેવામાં આવશે

| | | |
|---|---|---|
| નામ. | | રૂ. આ પા. |
| રમાદેવી | (આવૃતી બીજી) | ૦—૨—૦ |
| ઉજ્જેણી અને સોમનાથનો ઘેરો. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| તારા—સુંદરી. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| શારદા. | ,, ત્રીજી) | ૦—૨—૦ |
| લવ—કુશ. | ,, બીજી) | ૦—૨—૦ |
| મનુ—મણી. | ,, પહેલી) | ૦—૨—૦ |

**શ્રી દેશી નાટક કંપની, લીમીટેડ.**

**અમદાવાદ.**